"एक माणस ज्यारे बीजा कोइनुं कंइ काम करे छे, त्यारे तरत ए उपकारने तेने खाते चडावी दे छे. बीजो माणस एम तो नथी करतो, पण मनमां सामा माणसने पोतानो करजदार गणे छे, अने पोते शुं कर्युं छे ते याद राखे छे. त्रीजो पोते शुं कर्युं छे ते एक रीते जाणतो पण नथी; पण कोइ द्राक्षवल्लिना सरखो छे, के जेने एक द्राक्षनो गुच्छ आपीने पोते पोतानुं स्वाभाविक फळ उत्पन्न कर्युं ते सिवाय बीजी अपेक्षा नथी. दोड कर्या पछीना घोडानी माफक, शिकार पकड्या पछीना श्वाननी माफक, अने मधु कर्या पछीनी मधमाखनी माफक, एक सारुं काम कर्या पछी माणस बीजाने जोवाने बोलावतो नथी; पण जेवी रीते द्राक्षवल्लि फरी ऋतु आवतां फरी द्राक्षनो गुच्छ उत्पन्न करे छे, तेवी रीते बीजुं सारुं काम करवा प्रवृत्त थाय छे. त्यारे आ प्रमाणे जाणे जोया वगर ज प्रवृत्ति थती होय तेवुं माणसे करवुं ! बेशक."

अने वळी:—

"ज्यारे कोइ माणसनुं तमे हित कर्युं त्यारे तमारे बीजुं शुं जोइए? तमे तमारा स्वभावने अनुसरीने एक कार्य कर्युं तेथी शुं तमने तृप्ति थती नथी ? तमे बीजा कया बदलानी अपेक्षा राखोछो? जाणे के आंख जुए छे अने कान सांभळे छे तेनो ते बदलो मागतां होय !"

खरे, आ वचनोथी धर्मना सरखी असर थाय छे. एटलुं तो सिद्ध छे के एपिक्टीटस जेवानां शुष्क कारणना करतां धार्मिक वृत्ति अने उपदेश नीतिने विशेष उत्तेजित करे छे. एपिक्टीटसनो ग्रंथ वांची रह्या पछी अमुक संकोच अने दुःखनी लागणी थया वगर रहेती नथी; अने मनुष्यने माथे जाणे ते सहन करी शके ते करतां वधारे भार पड्यो होय, एवुं लागी जाय छे. जे महात्माओ ए भार धैर्यथी सहे छे ते अलबत्त माननीय छे, पण महात्माओ सुद्धांमां उल्लासना अभावने लीधे नीति कंइ अंशे अपूर्ण रहे छे. ए उल्लास के जे सकल ऐहिक प्रवृत्तिने परम सुखकर बनावी दे छे, ते धर्मथी ज प्राप्त थाय छे. ए उल्लासना

સરખી કંઇક વૃત્તિ **માર્કસ ઑરીલિયસનાં** વચનોમાં પ્રકટ થાય છે. **સેનેકાનાં** વાક્યો બુદ્ધિને ઉત્તેજિત કરે છે, **એપિક્ટીટસનાં** ચારિત્રને દૃઢ કરે છે, પણ **માર્કસ ઑરીલિયસનાં** હૈયે ઉતરી જાય છે. એ વાક્યોમાં જો કે ઉલ્લાસ નથી, પણ માર્દવ છે, માધુર્ય છે; અને એ કોમલ વૃત્તિ ઉલ્લાસના કરતાં કંઇક ઓછી અને નિવૃત્તિના કરતાં કંઇક વધારે છે.

આથી એવું ફલિત થાય છે કે **બુદ્ધ** અને **માર્કસ ઑરીલિયસ** વગેરે મહાત્માઓ દુઃખથી મોક્ષ પામવાને જે ત્યાગની સૂચના કરે છે, તે ઔદાસીન્ય અને સંતોષમાં થઈ શકે છે; પણ **સેન્ટપૉલ** જેવા ધર્માત્માઓનો ત્યાગ ઉલ્લાસનો સહગામી હોય છે, અને એ પ્રમાણે ઉચ્ચતર છે. પણ આના સંબંધમાં એમ કહી શકાય કે આત્મા અમર છે, એ વગેરે વાવતોની ધર્મ જે આશાઓ આપે છે તે શંકાસ્પદ છે. અને કેટલાએક નીતિતત્ત્વજ્ઞો તો એટલે સુધી કહે છે કે એ આશા અપેક્ષણીય પણ નથી. એમ કહેવામાં આવે છે કે એ મહાપ્રશ્ન સંબંધી કશું નિરાકરણ કરવામાં આવતાં સદ્ગુણની સ્વાર્થરહિત પ્રવૃત્તિ વિનાશ પામશે. અને જો પરમ કૃપાલુ ઈશ્વરનું અસ્તિત્વ અથવા આત્માનાં અમરત્વનો પુરાવો આવી રીતે નીતિને ખરેખર ઉતરતી પંક્તિમાં લાવતો હોય, તો એવો પુરાવો અત્યાર સુધીમાં દુનિયામાં મળ્યો છે કે નહીં, અથવા મળી શકે એમ છે કે નહીં, એ તપાસ નીતિવિરુદ્ધ અને અયોગ્ય ગણી શકાય. પણ નિઃસ્વાર્થી અને સ્વાર્થી સદ્ગુણનો ભેદ સમાજનીતિની બધી અવસ્થાઓમાં વિરોધમય છે કે નહીં એ સિદ્ધ કરવા જેવી વાત છે, અને સિદ્ધ થઈ શકે તેમ છે.

પ્રથમ એટલું તો સહુ કોઇ કબૂલ કરશે કે સમાજનીતિની ઉતરતી સ્થિતિમાં તેઓ કયા હેતુથી સદ્ગુણી થાય છે એ સંબંધી વિવાદ કરવાની અપેક્ષા નથી; કોઇ પણ હેતુથી અને કોઇ પણ આમુષ્મિક આશાનાં બળથી તેઓ સંયમ અને પરાર્થમાં પ્રવૃત્ત થઈ શકે તો બસ છે. પણ જે સ્થિતિમાં એવી પારલૌકિક સહાય નિરર્થક ભાસે તેની

आपणे कल्पना करीए. धारो के मनुष्यनी वृत्तिओ तेनां आचरणने अनुकूळ थयेली छे; अने चिरस्थित मार्दवथी तेनी क्रोधवृत्ति, विस्तृत आबादीथी तेनी लोभवृत्ति, अने बुद्धिप्रबळथी तेनी विषयासक्ति नष्टप्राय थयेली छे. त्यारे निःस्वार्थतानी कसोटी केवी उतरशे ते जोवुं जोइए. ए स्पष्ट छे के जे प्रमाणे हालना सुधरेला माणसथी बुद्धिपूर्वक मलिन थवातुं नथी, ते प्रमाणे एवी स्थितिमां कोइ माणसथी बुद्धिपूर्वक दुर्गुणी थई शकाशे नहीं. स्वच्छता राखवामां आपणो कंइ वधारे गुण गणाय एवा उद्देशथी स्वच्छता आरोग्यजनक छे, ए सत्य शंकास्पद रहेवानुं हाल आपणे इच्छता नथी. अने आपणा दूरना वंशजोने पण आत्मानी अमरता संबंधी प्रतीति थई हशे के नहीं; तोपण तेओना मनमां एवुं तो नहीं ज आवे, के ए प्रतीति वगर सद्गुणनी इष्टता संबंधी प्रश्न थई शके.

अलवत्त एटलुं खरुं छे के आ जमानामां तो कोइकोइ मनुष्योने ए प्रश्न परम गांभीर्यनो छे. आपणे एवा कोइकोइ प्रसंगो संबंधी सांभळ्युं छे के ज्यारे सद्गुणनां लौकिक प्रमाणोनो त्याग करता आत्माओए "तेनां कंइ स्वतंत्र प्रमाणो छे के नहीं" एम सखेद अंतःकरणथी पूछ्युं छे. आवा अंतरविग्रहमां विजेता थवुं एमां आपणा जेवा अवस्थांतरमां प्रवृत्त जमानाओनुं गौरव रह्युं छे. पण सद्गुणनुं ए एक ज के सर्वोत्कृष्ट स्वरूप नथी. व्यक्तिजीवनमां ए एक प्रासंगिक अंश छे; अने समाजजीवनमां पण एनो संभव आगंतुक मात्र होई शके. ए तो फक्त जे भूमि उपर आपणे मंदिर रचवाना छीए, ते परथी दुश्मनने कहाडी मूकवा सरखुं छे; मंदिर आस्मानमां खडुं थाय त्यार पहेलां बळ, हिंमत, अने सहनशीलतानी कंइकंइ कसोटीओ नीकळे.

कारणके खरुं जोतां नीतिसंबंधी उत्कर्षनां पहेलां पगथियांओमां ज सत्य शुं छे ते जाणवुं स्हेलुं छे, अने आचरवुं मुश्केल छे. आगळ जतां एवो पण वखत आवे छे के ज्यारे सद्गुण प्रशस्त छे ए प्रतीतिना करतां सद्गुणनो उच्चग्राही मार्ग क्यां जाय छे, ते

संबंधी प्रबोध वधारे आवश्यक छे; ज्यारे मनुष्यनी इच्छाने दिशा बता-वबी पडती नथी, पण ए इच्छाने उत्साह, जीवन, अने सामर्थ्य आ-पवुं पडे छे त्यारे ज मनुष्यना संकुचित पात्रमां जो कंइ अनंत शक्तिनो आविर्भाव थाय तेम होय तो तेने नीतितत्त्वज्ञ अभिनंदे छे. त्यारे ज ते जोई शके छे के आत्मानी अमरतानुं ज्ञान निर्बळ करी नाखती निवृ-त्तिने बदले उत्तेजननुं साधन थई शके एम छे. कारणके जो आपणे आ लोक परथी ज परलोकनो विचार करीए तो ए स्पष्ट जणाय छे के सद्‌गुणनो खरो बदलो सद्‌गुणमां ज रहेलो छे; एक फरज बजाववानुं निश्चित फळ ए ज छे के तेथी बीजी फरज बजाववानी शक्ति आवे छे; उत्कृष्ट आत्मविस्मरणनुं पारितोषिक ए ज छे के तेथी उत्तरोत्तर अधिक आत्मविस्मरण थई शके छे. अने आ फळ अनंत छे, तथा जीवन अनंत छे, एवुं ज्ञान कोइ पण प्रकारे नीतिने हानिकारक नीवडे एम लागतुं नथी.

पण **मार्कस ऑरीलियसने** एवी आस्था होत तो तेनी नीति उच्चतर थात तेटला माटे एवी आस्था समूळ छे, एम कहेवानो अमारो आशय नथी. अमारो आशय एटलो ज छे के केटलाएक विचारवंत पुरुषो धर्म अने नीति वच्चे विरोध समजे छे, अने धर्म वगर नीतिनी पूर्णता थई शके एम माने छे, तेमने तेमनी अपूर्णता बतावबी. अने एटलुं स्पष्ट कर्या पछी ए महात्मानां वाक्योमांथी एक वधारे अवतरण आपीने अमे तेनुं विवेचन पूर्ण करीशुं.

"तुं कहे छे के 'मारी बुद्धि सतेज नथी.' हशे; पण एवी बीजी घणी बाबतो छे, के जेमां 'मारी ए माटे स्वाभाविक योग्यता नथी' एम ताराथी कही शकाशे नहीं. त्यारे एवा जे गुणो तारा हाथमां छे ते बताव,—हृदयनी शुद्धता, गंभीरता, श्रमसहनशक्ति, आनंदनो अनादर, जे स्थिति होय तेमां अने थोडा पदार्थोमां संतोष, परार्थपरायणता, सरलता, निरर्थक वस्तुओ तरफ अभाव, निर्माल्य प्रवृत्तिथी मोक्ष, अने उदारता. शुं तुं जोतो नथी के एवा घणा गुणो छे, जे नहीं आन-

रवाने तारी पासे स्वाभाविक अयोग्यता के अशक्तिनुं सिष नथी, अने तेमां पण तुं बुद्धिपूर्वक लक्ष्यथी नीचे रहे छे? शुं कंइ स्वाभाविक अपूर्णताने लीधे परिदेवना करवानी, नीच थवानी, खुशामत करवानी, शरीरनो दोष कहाडवानी, लोकोने प्रसन्न करवानो प्रयत्न करवानी, दांभिक थवानी अने ए प्रमाणे अस्वस्थ थवानी तने फरज पडे छे? बेशक, नहीं. घणा वखत पहेलां तुं आ बधा दोषोमांथी विमुक्त थई शक्यो होत. अने ग्रहणशक्तिमां तुं जरा मंद अने जड छे एम स्वीकाराय, तोपण तारे ए संबधी प्रयास करवो जोइए, अने ए जाड्य तरफ बेदरकार नहीं रहेवुं जोइए, के एमां आवरु पण नहीं मानवी जोइए." *

२४. उपसंहार.—एकंदरे एम कबूल करवुं जोइए के रोमन साहित्य परथी शिक्षणना स्वतंत्र विषय संबंधी बहु उपयोगी साधनो मळतां नथी. मात्र कोइकोइ स्थळे सत्यकुसुमो टीक वेरायलां जणाय छे.

उदाहरण तरीके, होरेस मानसिक स्वतंत्रतानो हिमायती छे; अने कहे छे, के "में कोइ गुरुना शब्दोनुं अंध अनुसरण करवाना कसम खाधा नथी."† जुवेनल "सुस्थ शरीरमां सुस्थ मन"‡ ए संक्षिप्त पदपंक्तिमां जीवन अने शिक्षणनो उद्देश सारी रीते प्रदर्शित करे छे.

---

* केटलाएक वांचनाराओने उपरनुं धर्म संबंधी विवेचन अप्रस्तुत लागशे. पण धर्म शिक्षणथी बाह्य वस्तु नथीः यूरपनी घणी शाळाओमां बीजा विषयोनी जोडे धर्म पण शीखववामां आवे छे. धर्मने नीतिनी साथे कशो संबंध नथी. अने शिक्षणयोजनामां धर्म वगर चाली शके, ए मत एटलुं प्रचलित छे, के इतिहासना पुस्तकमां पण तेनुं खंडन थाय ए अनिष्ट नथी.

एटलुं पण कहेवुं जोइए के मार्कस ऑरीलियसने शिक्षणना इतिहासमां स्थानक मळे छे, ते शिक्षक तरीके मळतुं नथी; पण एटला ज माटे के आत्मशिक्षण अने आत्मोन्नति तेना चरित्रमां परम मनोहर रीते प्रदर्शित थाय छे.

† "Nullius addictus jurare in verba Magistri."

‡ "Orandum est ut sit mens sana in corpore sano." (Sat X. 356.)

અને ન્હાનો પ્લિની "ઘણું; ઘણાં નહીં*" એ ત્રણ શબ્દોમાં એક વિષયનું ઘણું શીખવવું, ઘણા વિષયોનું થોડુંથોડું નહીં—એ સૂચના આપીને શિક્ષણકળાનો એક ઉપયોગી નિયમ નિશ્ચિત કરે છે.

ઍથન્સનો માફક **રોમમાં** પણ શિક્ષણપ્રવૃત્તિ સદ્‌ગુણના અન્વેષણમાંથી જન્મ પામે છે. પ્લેટોની તેમ જ **સિસરોની**, અને **ઍરિસ્ટોટલની** તેમજ **સેનેકાની** દૃષ્ટિ મુખ્યત્વે કરીને વિદ્યાના વિસ્તાર તરફ નહીં, પણ નીતિની પૂર્ણતા ઉપર રહેલી જણાય છે.

વ્યવચ્છેદક સંક્ષેપ.—૧. **ગ્રીસની** સાથે સરખાવતાં **રોમન** શિક્ષણને "વ્યાવહારિક" કહી શકાય. એક શિક્ષણનો ઝોક સંસ્કાર તરફ હતો, બીજાનો ઝોક સંસાર તરફ. **ગ્રીસ** અને **રોમ** તરફથી દુનિયાને શિક્ષણના બે ભિન્નભિન્ન આદર્શો મળ્યા છે; જે આધુનિક સાહિત્યશિક્ષણ અને પ્રાકૃતિકશાસ્ત્રશિક્ષણમાં પણ પ્રકટ થાય છે.

૨. **રોમન** બુદ્ધિ છેક વ્યવહારમાં જ નિમગ્ન હોવાથી શિક્ષણશાસ્ત્રના વિચારોની ઉત્પત્તિમાં પ્રતિરોધ હતો.

૩. **ક્વિન્ટિલિયનની** વક્તૃત્વપદ્ધતિ અને **પ્લુટાર્કના** બાલશિક્ષણમાં પહેલવહેલું શિક્ષણકળા સંબંધી વિવેચન જોવામાં આવે છે.

૪. **રોમન** શિક્ષણના પાછલા ભાગમાં સ્ત્રીની ઉચ્ચતર પદવી અને કુટુંબજીવનની ઉચ્ચતર કલ્પના આપણી દૃષ્ટિએ પડે છે.

૫. અત્યાર સુધી આપણે જેનો અભ્યાસ કર્યો તે શિક્ષણપદ્ધતિઓની માફક **રોમન** શિક્ષણપદ્ધતિ પણ સાહિત્ય અને નીતિમાં પર્યાપ્ત થાય છે. હજી પ્રાકૃતિકશાસ્ત્રનું શિક્ષણ શરૂ થયું નથી; અને જ્ઞાનના વસુમૂલ્યની કલ્પના હજી દૃષ્ટિમર્યાદામાં આવી નથી.

---

*. "Multum, non multa."

# પ્રકરણ ૪.

## મધ્યકાળમાં યુરોપીય શિક્ષણ.

૧. ક્રિશ્ચિયન ધર્મ.— બધાં મનુષ્યો સરખાં છે, અને ધર્મનું મૂળ દયા છે, વગેરે ઉપદેશથી ક્રિશ્ચિયન ધર્મે મનુષ્યનાં નીતિશિક્ષણને પરમ વેગ આપ્યો છે. ધાર્મિક દૃષ્ટિએ તો ક્રાઇસ્ટની પહેલાં સાત સદી પર થયેલા બુદ્ધે, અને તેના પછી સાત સદીએ થયેલા પેગંબર મહંમદે પણ મનુષ્યોમાં ભેદ ગણ્યો નથી; અને તેટલા માટે એ બધા ધર્મોને અનુસરનારી પ્રજાઓમાં ધર્મશિક્ષણ હિંદુઓના કરતાં ઉચ્ચતર રહ્યું છે. એ ઉપરાંત ક્રાઇસ્ટનાં શિક્ષણનું એ પણ પરિણામ થયું કે મનુષ્યોને પોતાની નીતિવિષયક સ્વતંત્રતાની ખબર પડી, અને આત્મા ઉપર ઈશ્વરનો જ અધિકાર છે એવું જણાયું. શિક્ષણનો ઉદ્દેશ વિસ્તૃત થયો. રાજસેવાની ખાતર જ નહીં, પણ કશાએ ઐહિક હેતુ વગર મનુષ્યાત્માનું પ્રસ્ફોટન ઉચિત છે, એવો વિચાર પ્રકટ થયો. ગરીબો અને વારસારહિત આદમીઓ પર પણ ધર્મશિક્ષણનો અનુગ્રહ થવા લાગ્યો. સ્વતંત્રતાની સાથે સમાનતાનો વિચાર સંબદ્ધ થયો, અને સરખા હકો તથા સરખા ન્યાયની કલ્પના, જે પહેલેથી જ ક્રિશ્ચિયન બોધના ગર્ભમાં હતી, તે જન્મવાનાં ચિહ્નો શરૂ થયાં.

૨. ઇસવી સનની પહેલી સદીઓમાં શિક્ષણની મંદતા.— પણ નવા ધર્મમાં રહેલું બીજ એકદમ અંકુરિત થયું નહીં. અને તેનાં કારણો સમજી શકાય તેવાં છે. (૧) અસુધરેલા લોકો ધર્મમાં ભળતા હતા, અને તેઓ ઉચ્ચ પ્રતિનું બુદ્ધિવિષયક કે નીતિવિષયક શિક્ષણ ગ્રહણ કરી શકે તેમ ન હતું. (૨) ધર્મની સ્થાપનામાં ઘણી મુશ્કેલીઓ દૂર કરી વ્યવસ્થા બાંધવાની હતી, અને શિક્ષણ માટે અવકાશ ન હતો. (૩) પ્રાચીન ધર્મ સાથેના વિગ્રહમાં પ્રાચીન સાહિત્ય અને શાસ્ત્રનો પણ ક્રિશ્ચિયનો તિરસ્કાર કરે એ સ્વાભાવિક હતું. (૪) નવા ધર્મના

पण खरा प्रचारको संसारनो त्याग करीने वसता, ध्यानमां निमग्न रहेता, अने कोइ एकांत मठना निवासने परम इष्ट मानता. वळी तेओ दुनियाने पाप तथा मलिनताथी भरेली जोता, पार्थिव सुखोनो अनादर करता, अने ईश्वरमां ज जीवननी कृतार्थता समजता.

३. सेन्ट जेरोम.—सेन्ट जेरोमनां* पत्रो वांचतां आपणने अमुक संतोषनी साथे विषाद थया वगर रहेतो नथी. विरक्ति क्रमेक्रमे अनादर अने अविश्वास सुधी पहोंचे छे, अने धर्माग्रहनी धर्मांधतामां परिणति थाय छे. शरीरने आत्मानुं योग्य साधन बनाववानी ग्रीक कल्पना नष्ट थाय छे, तेने दुश्मन तरीके गणवामां आवे छे, अने उपवास, स्वल्पाहार, तथा तपथी तेने स्वाधीन करवानो विचार प्रकट थाय छे.

"पॉलाने मिजलसोमां जमवा देशो नहीं; कारण के परिवेषण जोतां तेने कदाच मिष्ट पदार्थोनी इच्छा थाय. मद्यनो उपयोग नहीं करतां तेने शीखवजो; कारण के मद्य बधां पापनुं मूळ छे. तेने खोराकमां फकत वनस्पति अने जवल्ले ज मांस आपजो, अने एम करजो के ते हमेशां भूखी रहे." एक बीजा पत्रमां ते स्वच्छतानो पण प्रतिरोध करे छे. "हुं तो तरुण बालाने न्हावानी छेक मना करुं छुं."

साहित्यनी माफक कळानी पण ते अवगणना करे छे. "पॉलाने कदापि वादित्र सांभळवा देशो नहीं. वेणु के वीणानो उपयोग ते जाणे ज नहीं तो बहु सारुं." अने बीजा पत्रमां ते बहार जवानी अने फरवानी पण मना करे छे. "पॉला कोइ दिवस रस्ता पर नहीं देखाय, अने संबंधीओनां मंडळोथी दूर रहे, तेम करजो. तेने हमेशां एकांतवासमां राखजो."

पण आटलाथी ए सेन्ट जेरोमने संतोष थतो नथी. साहित्य, कळा, अने आवश्यक तथा निर्दोष सुखोनो प्रतिरोध करीने ते अटकतो नथी, पण मनुष्यहृदयनी सर्वथी माननीय वृत्तिओनुं सुद्धां ते खंडन करे छे.

---

* ख्रिस्ती धर्मनो एक प्रख्यात आचार्य. जन्म ३४५ (?): मृत्यु ४२०.

हृदय पण पार्थिव छे, अने जे कंइ पार्थिव छे ते तेना मत प्रमाणे पापथी भरेलुं अने भयावह छे*.

"पॉलाने कोइनी साथे वधारे स्नेह बंधाय एवुं थवा देशो नहीं. तपास राखजो के कोइनी साथे ए धीमेथी वात न करे." अने कुटुंबना स्नेहनो पण सेन्ट जेरोमने अविश्वास होवाथी छेवट ते नीचे प्रमाणे लखे छे:–

"तेने एकांतमां उछेरवी जोइए, के ज्यां ते संसारने समजे नहीं; ज्यां ते देवनी माफक रही शके, अने शरीरी छतां शरीरने जाणे नहीं......तमे पॉलाने अमारी पासे मोकलशो तो हुं पोते तेना गुरु अने धात्रीनुं काम करीश; तेनी योग्य संभाळ राखीश; वृद्ध छतां पण तेने शीखवानुं शीखवीश; अने ॲरिस्टोटल-ना करतां पण वधारे कीर्ति प्राप्त करीश. कारणके ॲरिस्टोटले तो एक मर्त्य राजाने शिक्षण आपेलुं, पण हुं तो स्वर्गीय राजानी अमर राज्ञीने शिक्षण आपीश."

४. **मध्यकालनो अंधकार.**–केटलाएक पहेला क्रिश्चियन आचार्योए प्राचीन साहित्यनो पक्ष करेलो, ते एटला माटे के तेमने पोताने दीक्षा मळ्या अगाउ ए साहित्यनुं शिक्षण मळेलुं. पण प्राचीन शाळाओ बंध थया पछी नवी शाळाओ उघडी नहीं. ग्रीस अने रोमनी विद्या हतीनहती थई गई. भूतकालनो उच्छेद थयो; अने मनुष्यजातिनो जाणे फरी जन्म थयो. पांचमी सदीनो एक लेखक जणावे छे, के "तरुणो भणता नथी, शिक्षकोने विद्यार्थीओ मळता नथी, अने विद्या क्षय पामे छे." अगियारमी सदीनो एक लेखक कहे छे के

---

* केटलाएक विचारवंत पुरुषो एवी आशा राखे छे के परधर्मना दोषो जोया पछी एतद्देशीय धर्मांध लोको स्वधर्मना दोषो पण जोई शकशे. अने अनुभव पण सूचवे छे के संकुचित बुद्धि परदोषग्रहणमां विलक्षण रीते सूक्ष्म थई जाय छे. तेथी जो ए सूक्ष्मबुद्धिनुं तेमना पोताना पर युक्तिपूर्वक परावर्तन करवामां आवे तो पराभवनी कंइक प्रतीति करावी शकाय. जोकि धर्मांधता बुद्धिने केवी रीते संकुचित करे छे ते समज्या पछी पण संकुचित बुद्धि कंइ जलदीथी विस्तृत थवानी नथी.

"घणा धर्माचार्योने मूळाक्षरो सुद्धां आवडता नथी." इ० स०१२९१ मां सेन्ट गॉलना मठना एक पण साधुने वांचतांलखतां आवडतुं न हतुं. कायस्थो मेळववानी एटली मुश्केली हती के कायदाओ म्हो-एथी प्रसिद्ध करवा पडता. अमीरो अज्ञाननुं अभिमान राखता. बारमी सदीना प्रयत्नो पछी पण सामान्य लोकोने शिक्षण मुश्केलीथी मळतुं. आचार्यो पण थोडुं ज शीखता; अने बेनीडिक्टाइनो* कबूल करे छे, के ईस्टर† क्यारे आवशे ते जाणवाने ज तेओ गणितनो अभ्यास करता.

९. मध्यकालना अज्ञानना कारणो.-सेन्ट ऑगस्टाइने‡ कहेलुं के "अज्ञान लोकोने ज स्वर्ग प्राप्त थाय छे," अने घणा क्रिश्चियनोए अज्ञानो पवित्रता साथे अभेदारोप करेलो, ते परथी केटलाएक एवुं बताववाने मथे छे के कॅथॉलिक धर्मे ज दुनियामांथी ज्ञाननो लोप करेलो. पण ए खरुं नथी. ए समयमां विद्याने बचाववानो स्हेजसाज प्रयत्न पण आचार्योए ज करेलो हतो. विचार करतां मनुष्यमननी ए गाढ निद्रानां घणां कारणो मालुम पडे छे. निरंतर चालता विग्रहने लीधे लोकोने शांति अने अवकाश मळे तेम न हतुं. गृहस्थो घोडे बेसतां, शिकार करतां, अने रणमां पराक्रम दाखवतां शीखता. युद्धमां ज सर्वदा निमग्न रहेनारा लोकोने शारीरिक केळवणी ज योग्य हती. अने परतंत्र प्रजाने विद्याना उपयोगनुं भान न हतुं. ए दास्यनाशक महत्साधननी कदर जाणवाने दास्यभावनो अनुभव आवश्यक छे. जे स्थितिमां विद्यानी जरूरनुं भान न होय, तेमां विद्यादाननो प्रयास कोण करे!

पण विद्यानो प्रचार नहीं थवानुं एक बीजुं कारण पण आपणे स्पष्ट करवुं जोइए. जे लोकोमां एक मृत भाषानुं प्राधान्य होय, अने पंडितो ज ते समजता होय, तेमां नीचला वर्गो हमेशां अज्ञानथी आच्छादित रहे छे. स्वभाषा ज बुद्धिमुक्तिनुं साधन छे;

* क्रिश्चियन साधुओनो एक प्रख्यात वर्ग.

† क्राइस्टना पुनरुज्जीवननो उत्सवदिवस : गुड फ्राइडे पछीनो रविवार.

‡ कॅथॉलिक मतमां घणुं मान पामेली एक आचार्य. ए यौवनमां बहु उन्मत्त हतो, पण क्रिश्चियन थया पछी छेक बदली गयेलो. जन्मः ३५४; मृत्यु. ४३०.

स्वभाषा द्वारा ज शिक्षण सार्वत्रिक करी शकाय छे. वळी लाटिन पुस्तको मेळववामां पण मुश्केली पडती. एक पंडितने कोइ सिसरोना ग्रंथनी जरूर पडेली, तेने रोममां पोपने पोताने विज्ञप्ति करवी पडेली. पुस्तको, शाळाओ, अने बुद्धिप्रयत्नना आवश्यक साधनो वगर मानसिक जीवन माटे शुं बनी शके! लोक बधा महारात्रिना अंधकारमां महानिद्रामां पड्या हता; अने "**या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी**" ए वचन प्रमाणे विद्यादीप कोइकोइ मठोमां ज जोवामां आवतो; अने कोइ विरल आत्माओने ज प्रकाश मळतो.

६. **शार्लमेन***.—शहेनशाह शार्लमेने विद्या विस्तृत करवाने परम प्रयत्न करेलो ए सिद्ध छे. ते पोते विद्याप्राप्ति माटे मथ्यो हतो अने लाटिन अने ग्रीक, तथा अलंकार अने खगोलशास्त्र शीख्यो हतो. तेने मालुम पडेलुं के आचार्यो पण घणी वार अज्ञान होय छे, तेथी तेमने सारुं शिक्षण आपवानी तेणे योजनाओ करेली. अमीरो पोतानी पदवी ज्ञान वगर पण उच्चतर छे एम मानता, तेटला माटे एक वखत तेणे शाळामां जइने नीचे प्रमाणे कहेलुं: "तमे तमारा जन्म पर आधार राखीने गुमानमां रहो छो? नक्की जाणजो के तमे जो बीजाना करतां वधारे विद्या नहीं मेळवो, तो राज्यमां के धर्मस्थळोमां तमने नोकरी मळवानी नथी."

जंगली लोकोने बदले सुधरेला लोको पर शासन चलाववानी तेनी महाकांक्षा हती. तेने निश्चय हतो के राजकीय ऐक्य विचारो अने नीतिना ऐक्यथी ज थइ शके छे; नीतिविषयक ऐक्य माटे ते धर्म पर आधार राखतो; अने धर्मने पण विस्तृत शिक्षणना पाया पर स्थापवानी तेनी योजना हती. पण आ विचारो ए जमानाथी बहु आगळ पडता हता, अने शार्लमेनना मृत्यु पछी शिक्षणनी स्थिति फरी अव्यवस्थित थइ गई.

---

* फ्रान्सनो एक प्रख्यात शहेनशाह; अने पश्चिमनी मोटी सलतनतनो स्थापनार. जन्म ७४२; मृत्यु: ८१४.

७. **स्कोलेस्टिसिझम.**—बारमी सदीमां उद्भवेली अने स्कोलेस्टिसिझमना नामथी प्रसिद्ध थयेली पांडित्यपरंपरा वस्तुतः **क्रिश्चियन** फिलसुफी हती; अने तेमां आस्था अने बुद्धिनुं समाधान करवानो प्रयत्न हतो. ज्यारे धर्म देवालयोमां उपदेशनो विषय मटीने युनिवर्सिटीओमां अभ्यासनो विषय थयो, त्यारे तेने शास्त्रीय रूप आपवानी जरूर पडी. **क्रिश्चियन** धर्म सत्य छे अने तेने मात्र समजवानी जरूर छे, ए **स्कूलमेनोनो** प्रथम सिद्धांत हतो; अने तेमनी न्यायपद्धति मात्र परामर्शनी हती. साधन शंकास्पद होई शके एवी कोइने कल्पना पण न हती. सूर्य उपर धाबां छे, ए शोध ज्यारे पहेलवहेली प्रसिद्ध थती हती, त्यारे कोइ विद्यार्थीए पोताना अध्यापकने ए हकीकत जाहेर करेली; अने अध्यापके नीचे प्रमाणे उत्तर आपेलो: "सूर्य उपर धाबां होई शके नहीं; कारणके हुं पहेलेथी छेल्ले सुधी बेवार अॅरिस्टोटलना ग्रंथो वांची गयो छुं, अने ते लखे छे के सूर्य दोषरहित छे. माटे तमे तमारा काच साफ करजो, अने तमारी दूरबीनमां धाबां नहीं होय, तो तमारी आंखमां हशे."

८. **शिक्षण अने नियमन.**—मध्यकालना उच्चतर शिक्षणमां सप्तकलानुं प्राधान्य हतुं, ए सप्तकलामां व्याकरण, न्याय, अने अलंकारनी त्रिपुटीनो, तथा संगीत, अंकगणित, भूमिति, अने खगोलना चतुष्टयनो समावेश थतो. पण आ अभ्यासक्रमो पुस्तकोमां ज पर्याप्त थता; वस्तुस्थिति पुस्तकोने अनुरूप छे के नहीं ए कोइ जोतुं न हतुं. प्रकृतिना अवलोकनने दूर मूकीने तथा प्रचलित विचारोने अनुसरता हता, अने अनुमानो कहाडता हता. बेकन ए समयनी प्रवृत्तिने करोळियानी जाळ साथे सरखावे छे ते खोटुं नथी. छेक सत्तरमी सदीमां गेलीलीओ फरियाद करे छे, के "हुं पंडितोने मारी दूरबीनमांथी जोवाने विनवतो, पण तेओ मारुं मानता नहीं. तेमने निश्चय हतो के जूदीजूदी प्रतो मेळवीने तेमने सरखाववाथी ज सत्य नीकळी शके." एटले मध्यकालमां केवी अंधपरंपरा हशे ते कहेवानुं रहेतुं नथी.

स्वभाषा द्वारा ज शिक्षण सार्वत्रिक करी शकाय छे. वळी लॅटिन पुस्तको मेळववामां पण मुश्केली पडती. एक पंडितने कोई सिसेरोना ग्रंथनी जरूर पडेली, तेने रोममां पोपने पोताने विज्ञप्ति करवी पडेली. पुस्तको, शाळाओ, अने बुद्धिप्रयत्नना आवश्यक साधनो वगर मानसिक जीवन माटे शुं बनी शके! लोक बधा महारात्रिना अंधकारमां महानिद्रामां पड्या हता; अने "*या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी*" ए वचन प्रमाणे विद्यादीप कोइकोइ मठोमां ज जोवामां आवतो; अने कोइ विरल आत्माओने ज प्रकाश मळतो.

६. **शार्लमेन***.—शहेनशाह शार्लमेने विद्या विस्तृत करवाने परम प्रयत्न करेलो ए सिद्ध छे. ते पोते विद्याप्राप्ति माटे मथ्यो हतो अने लॅटिन अने ग्रीक, तथा अलंकार अने खगोलशास्त्र शीख्यो हतो. तेने मालुम पडेलुं के आचार्यो पण घणी वार अज्ञान होय छे, तेथी तेमने सारुं शिक्षण आपवानी तेणे योजनाओ करेली. अमीरो पोतानी पदवी ज्ञान वगर पण उच्चतर छे एम मानता, तेटला माटे एक वखत तेणे शाळामां जइने नीचे प्रमाणे कहेलुं: "तमे तमारा जन्म पर आधार राखीने गुमानमां रहो छो! नक्की जाणजो के तमे जो बीजाना करतां वधारे विद्या नहीं मेळवो, तो राज्यमां के धर्मस्थळोमां तमने नोकरी मळवानी नथी."

जंगली लोकोने बदले सुधरेला लोको पर शासन चलाववानी तेनी महाकांक्षा हती. तेने निश्चय हतो के राजकीय ऐक्य विचारो अने नीतिनां ऐक्यथी ज थई शके छे; नीतिविषयक ऐक्य माटे ते धर्म पर आधार राखतो; अने धर्मने पण विस्तृत शिक्षणना पाया पर स्थापवानी तेनी योजना हती. पण आ विचारो ए जमानाथी बहु आगळ पडता हता, अने शार्लमेनना मृत्यु पछी शिक्षणनी स्थिति फरी अव्यवस्थित थई गई.

---

* फ्रान्सनो एक प्रख्यात शहेनशाह; अने पश्चिमनी मोटी सलतनतनो स्थापनार. जन्म: ७४२; मृत्यु: ८१४.

७. **स्कोलेस्टिसिझम.**—बारमी सदीमां उद्भवेली अने **स्कोलेस्टिसिझम**ना नामथी प्रसिद्ध थयेली पांडित्यपरंपरा वस्तुतः **क्रिश्चियन** फिलसुफी हती; अने तेमां आस्था अने बुद्धिनुं समाधान करवानो प्रयत्न हतो. ज्यारे धर्म देवालयोमां उपदेशनो विषय मटीने **युनिवर्सिटी**ओमां अभ्यासनो विषय थयो, त्यारे तेने शास्त्रीय रूप आपवानी जरूर पडी. **क्रिश्चियन** धर्म सत्य छे अने तेने मात्र समजवानी जरूर छे, ए **स्कूलमेनो**नो प्रथम सिद्धांत हतो; अने तेमनी न्यायपद्धति मात्र परामर्शनी हती. साधन शंकास्पद होई शके एवी कोइने कल्पना पण न हती. सूर्य उपर धावां छे ए शोध ज्यारे पहेलवहेली प्रसिद्ध थती हती, त्यारे कोइ विद्यार्थीए पोताना अध्यापकने ए हकीकत जाहेर करेली; अने अध्यापके नीचे प्रमाणे उत्तर आपेलो: "सूर्य उपर धावां होई शके नहीं; कारणके हुं पहेलेथी छेल्ले सुधी बेवार ॲरिस्टोटलना ग्रंथो वांची गयो छुं, अने ते लखे छे के सूर्य दोषरहित छे. माटे तमे तमारा काच साफ करजो, अने तमारी दूरबीनमां धावां नहीं होय, तो तमारी आंखमां हशे."

८. **शिक्षण अने नियमन.**—मध्यकालना उच्चतर शिक्षणमां सप्तकलानुं प्राधान्य हतुं. ए सप्तकलामां व्याकरण, न्याय, अने अलंकारनी त्रिपुटीनो, तथा संगीत, अंकगणित, भूमिति, अने खगोलना चतुष्टयनो समावेश थतो. पण आ अभ्यासक्रमो पुस्तकोमां ज पर्याप्त थता; वस्तुस्थिति पुस्तकोने अनुरूप छे के नहीं ए कोइ जोतुं न हतुं. प्रकृतिना अवलोकनने दूर मूकीने बधा प्रचलित विचारोने अनुसरता हता, अने अनुमानो काहाडता हता. बेकन ए समयनी प्रवृत्तिने करोळियानी जाळ साथे सरखावे छे ते खोटुं नथी. छेक सत्तरमी सदीमां **गेलीलीओ** फरियाद करे छे, के "हुं पंडितोने मारी दूरबीनमांथी जोवाने विनवतो, पण तेओ मारुं मानता नहीं. तेमने निश्चय हतो के जूदीजूदी प्रतो मेळवीने तेमने सरखाववाथी ज सत्य नीकळी शके." एटले मध्यकालमां केवी अंधपरंपरा हशे ते कहेवानुं रहेतुं नथी.

જેવા વિષયો તેવી જ પદ્ધતિઓ પણ હતી. શિક્ષકો પોતાના નિબંધો વાંચતા, અને શિષ્યો ન્હોએ કરતા. નિયમન કઠોર હતું. મનુષ્ય-હૃદય સ્વભાવથી દુષ્ટ છે એવું માનવામાં આવતું. ઇ. સ. ૧૩૬૨ માં વિદ્યાર્થીઓને ખુરસી અને પાટલી પર બેસવાની મના થયેલી, અને તે એવા મિષથી કે ઊંચી બેઠકથી તેમના અભિમાનને ઉત્તેજન મળે છે. ચૌદમી તેમજ પંદરમી સદીમાં સોટી છૂટથી વાપરવામાં આવતી; અને એક ઇતિહાસક લખે છે, કે "ચૌદમી અને પંદરમી સદીની સોટીઓમાં એટલો જ તફાવત હતો કે પંદરમી સદીની સોટીઓ બમણી લાંબી હતી."

પણ આ અવિરત શિક્ષાનું નુકસાન એક માણસે જોયું હતું, જોકે તેણે શો ઉપાય સૂચવેલો તે માલુમ પડતું નથી. સ્કોલેસ્ટિસિઝમના સ્થાપનાર સેન્ટ એન્સેલ્મ પાસે કોઇ મઠના આચાર્યે કહેલું, કે "અમે અમને સોંપેલા બાળકોને મારતા બંધ પડતા નથી, અને તોપણ તેઓ વધારેવધારે ખરાબ થતા જાય છે." એન્સેલ્મે ઉત્તર આપ્યોઃ "હાં! તમે તેઓને મારતા બંધ પડતા નથી! અને જ્યારે તેઓ મોટા થશે ત્યારે કેવા નિવડશે? મૂર્ખ અને બેવકૂફ. એ કેળવણી બહુ સારી જેથી માણસ પણ પશુ જેવા થાય. +++ તમે તમારી વાડીમાં એક વૃક્ષ રોપો, અને તેને ચોતરફથી એવી રીતે બંધ કરો કે તેની શાખાઓ વિસ્તરી શકે નહીં; પછી કેટલાંએક વર્ષે બંધન દૂર કરતાં તમે શું જોશો? બાંકીચૂંકી અને વળી ગયેલી શાખાવાળાં ઝાડ વગર બીજું શું! અને એવી અયોગ્ય રીતે બંધનમાં રાખ્યું એ તમારી ભૂલ નહીં કે!"

૯. **યૂરપમાં ઇસ્લામ.**—સાતમી સદીમાં ઇસ્લામી સમશેરથી એશિયા, આફ્રિકા, અને યૂરપના ઘણા ભાગ સર થયા હતા; અને તેમાં ઇસ્લામી પાંડિત્ય પ્રકાશતું હતું. કોર્ડોવા અને બગદાદના ખલીફો વિદ્યાને આશ્રય આપવામાં એક બીજાની હરીફાઇ કરતા હતા. ગ્રીક પુસ્તકોનાં અને વિશેષે કરીને ઍરિસ્ટોટલ અને યુક્લિડનાં પુસ્તકોનાં આરબીમાં ભાષાંતર થયાં હતાં. પૂર્વમાં બગદાદ અને

डमास्कसमां, तथा पश्चिममां कोर्डोवा, सालामांका, अने टोलेडोमां विशाळ पाठशालाओनी स्थापना थई हती; अने तेमां व्याकरण, गणित, खगोल, फिलसुफी, रसायन, अने वैद्यकनुं उत्तम शिक्षण अपातुं हतुं. आरबोए आल्कोहॉल, नाइट्रिक आसिड, अने सल्फ्युरिक आसिड शोधीने रसायनशास्त्रनी शरूआत करी हती; अक्षरगणित अने त्रिकोणमितिने आधुनिक रूप आप्युं हतुं; अने आन्दोलकथी काल मापवानी योजना करी हती. स्पेनमां तेमनी शालाओमां घणा क्रिश्चियन तरुणो अध्ययनार्थे आवता, अने आरबी शास्त्रनो संस्कार पामी सर्वत्र ए ज्ञानने विस्तृत करता. थोडा वखत सुधी आरबो यूरपना बुद्धिनायको हता. अगियारमी सदी सुधीमां यूरपने पोतानो खजानो सुप्रत करीने आरबी पांडित्य निर्जीव थवा लागेलुं, अने तेनुं पुनरुज्जीवन थयुं नथी.

१०. युनिवर्सिटीओ.—आ नवी शास्त्रीय प्रवृत्तिनुं श्रेष्ठ फळ ए हतुं के तेमांथी युनिवर्सिटीओनो जन्म थयेलो. प्रथम तो ए पंडितो अने जिज्ञासु तरुणोनी मात्र मंडळीओ हती; अने तेमां राज्याधिकार के धर्माधिकारनो भाग न हतो. पण धीमेधीमे तेमने आश्रय मळतो गयो; अने विद्यानो उत्तरोत्तर विकास थतो गयो.

११. उपसंहार.—मध्यकाळना शिक्षण संबंधी अहीं वधारे विस्तार बने तेम नथी. धर्मविग्रह अने इतर विग्रहोना अंधकारने लीधे ए समयमां ऐतिहासिक दृष्टि पण थोडी ज उतरी शके तेम छे; अने शिक्षणना विषयमां तो राज्य संबंधी, समर संबंधी, के धर्म संबंधी जे प्रवृत्तिनुं प्राधान्य होय तेनुं प्रतिबिंब मात्र मालुम पडे छे. मध्यकालना शिक्षणमां स्वातंत्र्य नथी, अने तेथी तेनो इतिहास धार्मिक अने राजकीय इतिहासथी भिन्न करीने बराबर समजावी शकाय तेम नथी.

पण आ महारात्रिमां सुद्धां भविष्यना उदयनो समारंभ एकठो थतो हतो. एकदेशी प्रवृत्तिओ पूर्ण थती हती. विधिवाक्यो

नहीं पण निषेधवाक्यो कालना पडदा पर निर्लेप लिपिमां लखातां हतां; अने युरप नवां पराक्रमो माटे तैयार थतुं हतुं.

१२. व्यवच्छेदक संक्षेप.—१. मध्यकालना शिक्षणनुं मुख्य लक्षण ए छे के तेमां धर्मविचारनुं प्राधान्य हतुं. ऐहिक जीवन माटे नहीं पण पारलौकिक जीवन माटे प्रयत्न करवामां आवतो. धर्म अने नीति सिवाय बीजा ज्ञाननी अपेक्षा न हती, अने ज्ञानना अधिकारी सर्व गणाता हतां, ते छतां सर्व ज्ञान अधिकारने वश हतुं.

२. शिक्षणनो प्रदेश संकुचित थतो हतो, पण ते धर्माग्रह अने धर्मगांभीर्यथी मुद्रित थतुं हतुं.

३. धर्मसिद्धांतो त्रिकालसिद्ध अने प्रमाणातीत गणावाने लीधे विचारस्वातंत्र्यनो क्षय थतो हतो; अने न्यायपद्धतिमां मात्र परामर्शनो उपयोग करवामां आवतो.

४. बधा क्रिश्चियनोनी समानता मनावाने लीधे प्राथमिक शिक्षणनो विस्तार थतो हतो.

५. साधारण वलण कठोर नियमन अने रीतभात तरफ हतुं; तथा संसारनां ललित सुखोनो अनादर हतो.

६. स्कोलेस्टिसिझमे सीमात्यागनी भूल करी हती. पण तेना परिणाम तरीके परामर्शानुमाननी शक्ति, अने विचारसाधन तरीके भाषानो उपयोग करवानी कळा संवर्द्धित थई हती.

७. संस्कार, सौष्ठव, अने सुयोग ( अतियोगनो अभाव ) ए त्रिपुटीनी प्राप्ति मुश्केल छे, एवो उपदेश इतिहासनां पानां पर लखातो हतो.

---

# प्रकरण ५.

## प्रबोधनो उदय, अने सोळमी सदीमां शिक्षणना विचारो.

१. अरुणोदय.—गया प्रकरणने अंते आपणे जोयुं के विद्यानुं पुनरुज्जीवन थवानां चिह्नो शरू थयां हतां; अने ज्ञानना आकाशमांथी अंधपरंपरानां वादळां विखेराई जतां मनोहर प्रकाशना केटला एक ताराओ दृष्टिमर्यादामां आवीने प्रबोधसूर्यनो उदय हवणां थशे—हवणां थशे—एम सूचवता हता. ए उदयनो प्रथम प्रकाश इटलीमां ज थयेलो; अने इटलीमां ज डॅन्टी एलिघिएरी*, बोकॅचिओ† अने पेट्राकें‡ अरुणनी सेवा बजावेली. ए राजकीय अने मानसिक महाक्षोभमां खरा पुरुषार्थनो उद्भव थयो हतो; अने दान, दया, धर्म, तथा युद्धना वीरो जीवितयात्रामां असामान्य गौरव प्रकट करता हता. कोलंबस अने वास्कोडीगामानी सफरोथी पृथ्वीनो विस्तार प्रसिद्ध थतो हतो; अने बंदूकना दारूनी शोधथी शारीरिक बळनुं महत्त्व ओछुं थतुं हतुं. स्कोलॅस्टिसिझमने वखते कोन्स्टान्टिनोपलनो अधःपात थतां ग्रीक अने रोमन साहित्यनी मोहनीनो अनुभव थतो हतो; अने मुद्रणकलाना शोधथी ए मोहनी सर्व दिशामां प्रसरती हती. पंदरमी सदीनी शरूआतथी अंत सुधी प्राकृतिक शास्त्र अने प्राचीन साहित्य ए बे प्रवृत्तिओ वच्चे प्राधान्यनो विग्रह चालतो हतो; अने तेना परिणाम उपर भविष्यना विद्यार्थीनुं नसीब लटकतुं हतुं.

२. साहित्यनी मोहनी.—सौंदर्यनां केटलांएक स्वरूपो तो मध्य कालमां पण विकसित थतां हतां; मात्र बे प्रकारनां सौंदर्यनुं रहस्य

---

* इटलीनो सर्वोत्कृष्ट कवि, अने आखी दुनियाना सर्वोत्कृष्ट कविओमांनो एक. ए इ. स. १२६५ मां फ्लोरेन्समां जन्म्यो हतो; अने राजकीय प्रपंचथी देशनिकाल थयेलो होवाथी १३२१ मां रेवेनामां मृत्यु पाम्यो. तेनुं "स्वर्गदर्शन" नामनुं नाटक जगत्प्रसिद्ध छे.

† एक प्रख्यात कथालेखक अने पेट्रार्क कविनो मित्र. जन्मः १३१३; मृत्युः १३७५.

‡ एक प्रख्यात इटालियन कवि. जन्म १३०४; मृत्यु १३७४.

नष्ट थयुं हतुं. ग्रीकोने शारीरिक सौंदर्यनी जे मोहनी लागती ते आपणने हजी सुधी लागती नथी; अने रस्किन* कहे छे के आपणे वधा कुरूप छीए अने कुरूपतामां संतुष्ट छीए, ते वधुं फिलसुफनी वृत्तिथी सांभळीए छीए. ग्रीकोने बीजी मोहनी साहित्यना सौंदर्यमां लागती, अने तेनो यूरपने पंदरमी अने सोळमी सदीमां अनुभव थवा लागेलो. आ सहृदयत्वना विकासने ज आपणे रेनेसान्स (पुनरुज्जीवन) कहीए छीए.

पण साहित्यनी असर वरावर समजवा माटे तेनुं स्वरूप स्पष्ट करवुं उचित छे. ज्यारे अमुक मननी विशेष कल्पनाओ ललित अने अविनाशी पदपंक्तिमां प्रदर्शित थाय, त्यारे साहित्य जन्मे छे. कोइ पण भाषानी अविनाशी पदपंक्तिओनो समूह, ते ते भाषानुं साहित्य; अने जे भाषामां कोइए पोतानी कल्पनाओने अविनाशी शरीर आप्युं न होय, ते भाषा साहित्यरहित समजवी. आ प्रमाणे साहित्यमां बे अंगो आवश्यक छे: (१) विशेष कल्पनाओ अने (२) ललित तथा अविनाशी पदविन्यास. शास्त्रना प्रदेशथी साहित्यनो प्रदेश भिन्न छे; शास्त्रमां वस्तुओनुं अने साहित्यमां वृत्तिओनुं निरूपण होय छे; शास्त्र सामान्य अने जातिसंबंधी तथा साहित्य विशेष अने व्यक्ति संबंधी होय छे. शास्त्र आपणने अमुक मननी विशेष कल्पनाओ आपतुं नथी, शास्त्र तो वधा योग्य अभ्यासीओए वस्तुस्थिति संबंधी जे विचारो करवा ज जोइए ते आपणने कहे छे. अने शास्त्रने अमुक पदविन्यासनी अपेक्षा नथी: युक्लिडनी एक प्रतिज्ञा शास्त्र छे; वर्ड्सवर्थनी एक कविता साहित्य छे. युक्लिड पासेथी आपणे जे शीखीए छीए, ते युक्लिड नहीं पेदा थयो होत, तो बीजा कोइ पासेथी पण आपणे शीखी शकत; अने ए प्रतिज्ञाओ कोइ पण भाषामां अने भिन्नभिन्न पदपंक्तिओमां समजावी शकाय छे. पण वर्ड्स्वर्थनी एक कविता ते कविना कोइ विशेष विचार के वृत्तिनुं निरू-

* कळा अने विशेषे करीने चित्रकळा उपर एक प्रख्यात इंग्रेजी लेखक. जन्म: १८१९.

पण करे छे; अने ज्यारे एज विचार के वृत्ति बीजा शब्दोमां प्रदर्शित करवामां आवे, त्यारे पण अर्थ चमत्कृति ऊडी जाय छे. वेशक कविता एक ज जातिनुं साहित्य छे, पण ए जाति सर्वोत्कृष्ट छे; अने गद्यसाहित्यमां पण अमुक अंशे पद्यसाहित्यनुं विशेष लक्षण होय छे. शास्त्र अने साहित्यनो भेद एटलो बधो छे के लॉर्ड लिटने कह्युं छे ते प्रमाणे साहित्यमां प्रायशः प्राचीन पुस्तको अने शास्त्रमां नूतन पुस्तको श्रेष्ठ होय छे.

**ग्रीस** अने **रोम** संबंधी नवी मोहनी साहित्यनी हती, एटले मात्र विचारनी के मात्र पदलालित्यनी न हती. मात्र विचारनी होत तो भाषांतरना प्रयत्नो थया होत, अने विचारथी भिन्न करतां कोइ पद-पंक्तिमां लालित्यनो अनुभव थाय, ए तो छेक ज असंभवित छे. ॲरिस्टोटलनी शास्त्रीय फिलसुफीनां तो भाषांतर पण थई चूक्यां हतां; एटले नवी मोहनी **सिसरो** के **प्लेटो** जेवानी हती; अर्थगौरव अने पदलालित्यना अद्भुत संयोगनी हती; सामान्य अने जातिसंबंधी विचारनी नहीं, पण विशेष अने व्यक्तिगत विचारनी हती.

**३. त्रण भिन्नभिन्न प्रवृत्तिओ.**—पण ए मोहनीनां परिणाम तरीके साहित्यशिक्षणनी जे प्रवृत्ति उत्पन्न थई ते एकरूप रही नहीं. मोहनीनां खरां कारणो थोडाएक पंडितो सिवाय बीजानी दृष्टिने अदृश्य हतां; अने तेथी केटलाएक एक अंग माटे अने केटलाएक बीजा अंग माटे प्रयत्न करवा लाग्या. आ प्रमाणे ए समयना शिक्षणमां आपणने त्रण भिन्नभिन्न प्रवृत्तिओ मालुम पडे छे, अने तेमांनी दरेकनुं विशेष स्वरूप विचारवालायक छे. ए कालना प्रसिद्ध शिक्षकोमां जोके बधी प्रवृत्तिओनुं मिश्रण हतुं, तोपण प्रमाणमां एकादनुं प्राधान्य हतुं. अने त्रणेय प्रवृत्तिना अंशो हजी वर्तमान छे.

१. थोडाएक पंडितो एवा हता के जेओ प्राचीन साहित्यमां वस्तुज्ञान तथा शब्दकला बन्नेनुं गंभीर अध्ययन करता. तेओ प्रकृतिनो प्रसंगोपात्त अभ्यास करता, ते पण पुस्तकोनी खातर; प्रकृतिनी

खातर नहीं.* तेओ प्राचीन साहित्यमां वस्तु अने शब्द बन्नेनां तत्त्वने आवश्यक गणता. तेओनी प्रवृत्तिने आपणे तात्त्विक कहीशुं, अने तेनुं इरेझमसमां प्राधान्य हतुं.

२. बीजा केटलाएक एवा हता के जेमने वस्तु संबंधी ज्ञाननी ज अपेक्षा हती ; पण ए समयना प्रवाहमां तणाई जइने वस्तुज्ञान पुस्तकोमांथी ज मेळववानी आशा राखता. तेओ प्रकृतिनो प्रत्यक्ष अभ्यास करता नहीं, पण तेने पुस्तकोद्वारा समजवानो यत्न करता.† प्रकृति जाणे कोइ दूरनो देश होय, अने ते संबंधी वृत्तांतो पंडितोनां पुस्तकोमांथी मळी शके तेम होय, एवुं तेओ आचरण करता. आ प्रवृत्तिने आपणे वास्तविक कहीशुं, अने तेनुं रेब्लेमां प्राधान्य हतुं. (रेब्लेए पोते तो पुस्तको वगर पण वस्तुओ शीखववानो यत्न करेलो.)

३. बाकीना केटलाएक एवा हता के जेओ शब्दनुं ज अनुसरण करता. तेओने पुस्तको समजवानी के पुस्तकोमांथी वस्तु संबंधी ज्ञान मेळववानी स्पृहा न हती. तेओ मात्र बाह्याकृतिने इच्छता, अने शाळाओमां तेमनी पुष्कळ असर थयेली. तेमनी प्रवृत्तिने आपणे शाब्दिक कहीशुं; अने तेनुं स्टर्ममां प्राधान्य हतुं.

४. इरेझ्मस‡ (१४६७–१५३६.) इरेझमसे कहेलुं, के "मारा हाथमां पैसा आवशे, एटले पहेलां तो हुं ग्रीक पुस्तको खरीद करीश, अने पछी वस्त्रो ;" अने तेने उच्चतर शिक्षणना हिमायतीओमां प्रथम पद आपवुं घटे छे. तेणे शिक्षकनुं काम कर्युं न हतुं, पण पोतानां वसु-

* हाल पण आवी प्रवृत्ति कोइकोइ स्थळे देखाय छे. आपणे पोते कोइ वार वर्ड्सवर्थ के टेनीसननां काव्यो वधारे सारी रीते समजी शकाय तेटला माटे जंगली फूलो के वादळांना फेरफारोनुं अवलोकन करीए छीए. कोइ एक लेखक मोटा ग्रंथकारोना ग्रंथोने प्लास्टरनां आकाशगोळानी साथे सरखावे छे; ए उपमा स्वीकारीने आपणे एम कही शकीए के रेनेसान्सना पंडितोने गोळानो ज अभ्यास करवानी अपेक्षा हती, अने तेओ आकाशमां तारा वगेरेनुं कोइ वार अवलोकन करता, ते पण गोळाओ समजवाने माटे ज.

† प्रयोगशाळामां गया वगर रसायन शीखवानो प्रयत्न पण आवो ज समजवो.

‡ एक प्रख्यात डच पंडित.

मार पुस्तको, भाषांतरो, व्याकरणो, अने कोशोथी समकालीनोमां तेणे प्राचीन साहित्यनी परम प्रीति उत्पन्न करेली, अने ए प्रमाणे शिक्षणने उत्तेजन आपेलुं.

९. **इरेझ्मसनी केळवणी.**— बाल्यावस्थाथी ज इरेझ्मसे भविष्य कीर्तिनां चिह्नो बताववा मांडयां हतां. ज्यारे ते डेवेन्टरमां न्हानो सरखो विद्यार्थी हतो, त्यारे— "तुं एक दिवस ज्ञानना परम उन्नत शिखरे पहोंचीश," एवुं कहीने तेना शिक्षके तेने कोटी करेली. ते बार वर्षनो हतो त्यारे एग्रिकोला* तेना देखावथी एटलो खुश थयेलो, के "तमे कोइ दिवस म्होटा माणस थशो," एवुं तेणे तेने कहेलुं. माबाप तेनां बच्चपणथी मरी गयां हतां, अने वालीओए तेनो वारसो पचावी पडवाना इरादाथी तेने एक मठमां भणवा मूकेलो. पण ए मठना साधुओ जॉन ऑफ वेसल अने एग्रिकोलाना प्रयत्नो वडे प्राचीन साहित्यनो अभ्यास करता थया हता. तेओए तेने उत्तम शिक्षण आप्युं, अने होरेस† तथा टेरेन्सनां पुस्तको पर इरेझ्मसनी खरी प्रीति थई. एग्रिकोला तरफ इरेझ्मसनो भक्तिभाव हतो, अने शाळा संबंधी एग्रिकोलाना थोडा शब्दो सांभळवा लायक छे. "मने एक स्कूलनी सुप्रत थवानी छे. ते मुश्केल अने कायर करे एवी बाबत छे. स्कूल पण एक केदखाना जेवी जग्या छे, अने तेमां निरंतर मारामारी अने रुदन अने आक्रंद प्रचलित होय छे. कोइ पण वस्तुनुं जो पोताना गुणथी विरुद्ध नाम होय, तो स्कूलनुं छे. ग्रीको तेने स्कोला एटले फुरसद कहेता, अने रोमनो ल्युडस एटले क्रीडा कहेता; पण स्कूलना जेटलो कोइ स्थळे फुरसदनो वांधो होतो नथी, अने कोइ पण स्थळ स्कूलना करतां वधारे मुश्केल के क्रीडाथी वधारे विरुद्ध नथी. एरिस्टोफेनीसे तेने "फ्रोन्टिझ्टेरिओन" अथवा चिंतास्थलनुं नाम आपेलुं ते योग्य लागे छे."

---

* ए वखतनो एक प्रसिद्ध पंडित.

† एक विख्यात लाटिन कवि.

६. **इरेझ्मसना शिक्षण संबंधी ग्रंथो.**— इरेझ्मसे शिक्षण संबंधी घणा ग्रंथो लख्या छे; अने तेमां लेखनपद्धति, तरुणो माटे सभ्यताना नियमो, साहित्य अने व्याकरण शीखववानी पद्धतिओ, स्मरणशक्ति दृढ करवाना उपायो, अने **ग्रीक** तथा **लाटिन** पुस्तकोनो उपयोग, वगेरे बाबतो संबंधी विवेचन छे. तेनो बालशिक्षण संबंधी लेख सर्वोत्तम गणाय छे, अने तेमां ते बाळकनो स्वभाव, तेनां पहेलां वर्षोनो उपयोग, अने ते वखते वापरवानी पद्धतिओनुं निरूपण करे छे. आकर्षक पद्धतिओनी ते भलामण करे छे, अने समकालीन शाळाओना कठोर नियमननुं खंडन करे छे.

७. **तरुणोनी सभ्यता.**— सभ्यतानुं महत्त्व सिद्ध करनारा शिक्षकोमां **इरेझ्मस** प्रथम पंक्तिमां आवे छे. ए कठोर समयमां ललित वर्तन अने सभ्यतानी फरजो तरफ लोकोनुं ध्यान खेंचवुं ए परम श्रेयस्कर हतुं. इरेझ्मसने निश्चय हतो के सभ्यता मात्र लोकाचारनो नहीं पण नीतिनो विषय छे, अने योग्य आत्मामां स्वाभाविक रीते ज उत्पन्न थाय छे. अने तेटला माटे ए तेने शिक्षणमां उच्च पद आपे छे.

"बाळकोना शिक्षणमां आपणे घणी फरजो अदा करवानी छे: प्रथम ए, के बाळकनुं कोमळ मन धार्मिक बनाववुं; बीजी ए, के साहित्य अने तत्सम विषयो तेने शीखववा, अने तेना पर प्रीति उत्पन्न करवी; त्रीजी ए, के तेने व्यवहारदक्षता आपवी; अने चोथी ए, के बाल्यावस्थाथी ज नीतिने अनुसरी तेने सभ्य वर्तननी टेव पाडवी."

सभ्यता संबंधी इरेझ्मसनी बधी सूचनाओ सरल भावथी अपायेली छे; अने तेमांनी कोइ आपणने अपूर्ण के विचित्र लागे तेथी विस्मित थवानुं नथी.— "जे छींक खाय तेने त्रण वार सलाम करवानो आपणो धर्म छे." "पीती वखत जाणे के प्यालामां एक टीपुं पण रहेवा देवुं न होय, ते प्रमाणे माथुं ऊंचुं करीने वाळवुं, ए नीतिपुर-

स्मर नथी." "हाथमांथी पोळी पडी जाय तो तेने ऊंचकी लीधा पछी चुंबन करवुं." "स्हवारे एक वार थंडा पाणीथी म्हों धोवुं, पण बेवकूफनी माफक फरी फरीने धोवुं नहीं;" इत्यादि.

**८. प्राथमिक शिक्षण.**— प्राथमिक शिक्षण संबंधी **इरेझ्मसनो** लेख वांचतां आपणे जाणे **क्विन्टिलियन** के **प्लुटार्कनो** प्रतिध्वनि सांभळता होइए तेवुं लागे छे. आपणे तेनां केटलांएक वाक्यो मात्र आपीशुं. "आपणे जेने चाहता होइए तेनी पासेथी आपणे खुशीथी शीखीए छीए." "माबाप पण जो फरजंदोनां मनमां मात्र भय उत्पन्न करी शकतां होय तो तेमने बराबर उछेरी शके नहीं." "केटलांएक छोकरां एवां होय छे के तेओ मारथी वहेलां सुधरवाने बदले वहेलां मरे छे; नरमाश अने हेताळ सूचनाओथी माणस तेमने चाहे तेवां करी शके." "परिचय अने प्रसंगने लीधे कशी मुश्केली वगर छोकरांओ स्वभाषा शीखी शके छे." "वांचन लेखननो महावरो बाळकोने जरा कायर करे छे, अने तेटला माटे शिक्षके आकर्षक योजनाओथी कष्ट ओछुं करवुं जोइए." "प्राचीन वखतना डाह्या माणसो खावानी चीजोने अक्षराकृति आपता, अने ए प्रमाणे बाळकोने मूळाक्षर जाणे पाई देता." "व्याकरणना नियमो शीखवतां सरळ बाबतो पहेली शीखववी." "जेवी रीते बचपणमां थोडीथोडी वारे थोडोथोडो खोराक आपवाथी शरीरनुं पोषण थाय छे, तेवी रीते मनना पोषणमां पण तेनी अशक्ति पर निगाह राखीने थोडाथोडा वखतने अंतरे थोडुंथोडुं ज्ञान आपवुं."

आ अवतरणो परथी बाळको तरफ हेत अने मार्दवथी भरेली अमुक पद्धति प्रकट थाय छे. **इरेझ्मस** माताने संभाळ अने वहाल राखवानी, पिताने परिचय अने कृपा दर्शाववानी, शाळाने स्वच्छता अने सौंदर्य बताववानी, अने शिक्षकने नरमाश अने महेरथी वर्तवानी सलाह आपे छे.

**९. स्त्रीशिक्षण.**— रेनेसान्सना पंडितो पोताने प्रकट थयेला खजानाना दर्शनथी स्त्रियोने प्रतिरोध करता न हता; अने **इरेझ्मस**

स्त्रियोने पुरुषोना जेटलो ज ज्ञानाधिकार आपे छे. "आचार्य अने सुशिक्षित स्त्रीना संभाषण"मां मेग्डेला लाटिन शीखवानो पोतानो हक स्थापित करे छे, अने कहे छे, के "तेथी करीने हुं घणा सुज्ञ लेखकोनी संगति करी शकीश."* "क्रिश्चियन लग्न" नामना पुस्तकमां जे जुवान बानुओ मात्र सलाम करतां, अने हाथ पर हाथ वाळतां अने हसती वखते ओष्ठदंश करतां, अने जाहेरमां थोडुं अने खानगीमां घणुं खातांपीतां शीखे छे, तेमनो ते परिहास करे छे. स्त्रीसंबंधी इरेझ्मसनी कल्पना उच्चग्राही छे, अने जे ज्ञान तेनां बाळकोने शीखववामां अने पतिना बुद्धिजीवनमां भाग लेवाने योग्य करे ते मेळववानी ते स्त्रीने भलामण करे छे.

१०. रेब्ले ( १४८३-१५५३ )† — बुद्धि कंइ विलक्षण वस्तु छे. नैसर्गिक अने समर्थ बुद्धि वर्तमान बंधनथी मोक्ष आपीने घणी वार रसाल भविष्यनुं दर्शन करावे छे; अने एवा अकालजलदनुं रेब्ले अच्छुं उदाहरण छे. तेनामां पांडित्यनी प्रीति अने आपणे जेने वास्तविक प्रवृत्ति कही ते देखाय छे; अने एटले अंशे ते रेनेसान्सनी उत्पत्ति छे. पण घणी बाबतोमां ए पोताना वखतथी आगळ जाय छे.

**११. प्राचीन शिक्षणनुं खंडन: गार्गेन्टुआ अने ऊडेमोन.**— सोळमी सदीनी रीतभातमां रेब्लेनी परिहासशक्तिने प्रकट थवाना घणा प्रसंगो हता; अने तेनो ग्रंथ घणां न्हानां पुस्तकोना समूह जेवो लागे छे. पण ए कालनां शिक्षण पर तेणे जे शक्ति वापरी छे, तेवी बीजा कशा पर वापरी नथी.

---

* विद्वत्प्रशंसा संबंधी मेग्डेलाना शब्दो वांचतां भर्तृहरिशतकना प्रख्यात श्लोकनुं स्मरण थया वगर रहेतुं नथीः—

जाड्यं धियो हरति, सिञ्चति वाचि सत्यं,
मानोन्नतिं दिशति, पापमपाकरोति।
चेतः प्रसादयति, दिक्षु तनोति कीर्तिं,
सत्संगतिः कथय किं न करोति पुंसाम्॥

† फ्रेंच वैद्य, फिलसुफ, अने परिहासलेखक.

प्रथम गार्गेन्टुआने स्कोलेस्टिक पद्धतिओ प्रमाणे शिक्षण आपवामां आवे छे. वीश वर्ष सुधी ते अभ्यासमां निमग्न रहे छे, अने एटलुं प्रावीण्य मेळवे छे के ते पहेलेथी छेल्ले सुधी अने छेल्लेथी पहेले सुधी पुस्तको पढी जई शके छे. अने तोपण तेना पिताने मालुम पडे छे के तेनामां अक्कल नथी आवी, एटलुंज नहीं, पण ऊलटो ते चसकेल अने दिवानो थयो छे.

आ कृत्रिम शिक्षण के जेमां मात्र स्मरणशक्ति उपर भार भरवामां आवे छे, जेमां वर्षोनां वर्षो सुधी विद्यार्थीने नीरस पुस्तकोनो पाठ करवो पडे छे, जेथी मननी तमाम स्वतंत्र प्रवृत्तिओ नाबूद थाय छे, अने जे बुद्धिने सतेज करवाने बदले बुठी करे छे, – तेथी ऊलटुं रेब्ले एक स्वाभाविक शिक्षण बतावे छे, जेमां अनुभव अने वस्तुस्थितिनो प्रसंग पडे छे, जे तरुणने पढतां शीखववाने बदले व्यवहार माटे केळवे छे, अने जे स्वाभाविक लावण्य अने प्रवृत्तिने नष्ट कर्या वगर बुद्धिने प्रदीप्त करे छे, अने स्मरणशक्तिने शृंगार आपे छे.

रेब्लेनी अद्भुत कथामां ऊडेमोन ए नवीन पद्धतिथी शिक्षण पामेलो तरुण छे. ते यथार्थ रीते विचार करतां अने शुद्ध बोलतां जाणे छे; अने तेनुं आचरण औद्धत्य रहित छतां आत्मनिष्ठा सहित छे. ज्यारे ते गार्गेन्टुआ पासे जाय छे, त्यारे "सरल वदन, मनोहर ओष्ठ, निश्चल दृष्टि, अने तरुणने जोइए तेवी नम्रताथी टोपी हाथमां राखीने मळे छे;" अने तेनी सलाममां पण लालित्य बहार पडे छे. ऊडेमोन गार्गेन्टुआने कंइकंइ खूबीदार वातो कहे छे, पण तेने कशो उत्तर आपतां आवडतो नथीः "जाणे बहु रडवानी टेव होय ते प्रमाणे ते दीन थई जाय छे, म्हो टोपीमां संताडे छे, अने एक शब्द पण बोली शकतो नथी.

आ बे विरुद्ध वर्तनना विद्यार्थीओमां रेब्ले शिक्षणनी बे विरुद्ध पद्धतिओ मूर्तिमान करे छे. एकमां स्मरणशक्तिना यंत्रतुल्य प्रयत्नो वडे बुद्धि निर्बल अने मोभाग्र थाय छे; अने बीजीमां वधारे स्वतंत्र विस्तार मळतां बुद्धि कुशाग्र अने वर्तन सरल थाय छे.

१२. **नवीन शिक्षण.**— हवे रेल्लेना नवीन शिक्षणनी कल्पना आपणे जरा विस्तारथी तपासीए. **गार्गेन्टुआए** पोताना पहेला शिक्षको पासेथी मेळवेला दोषोनो आबेहूब चितार आप्या पछी, रेल्ले तेने **पोनोक्रेटीस** नामे एक नवा शिक्षकने सोंपे छे. आ नवा शिक्षकनुं काम तेनुं भणतर भूलाववानुं, तेना दोषो दूर करवानुं अने तेने माणस बनाववानुं छे; अने ते पोताना विद्यार्थी माटे नवा विचारो प्रमाणे व्यवस्था करवानुं ठरावे छे.

प्रथम शरूआत तो **पोनोक्रेटीस** हळवेथी करे छे. ते विचारे छे, के "मोटा क्षोभ वगर कुदरत मोटा फेरफारो सहन करती नथी." ते पोताना विद्यार्थीनुं अवलोकन करे छे, तेनो अभ्यास करे छे, अने तेनो मूल स्वभाव समजवाने इच्छे छे. पछी ते काम हाथमां ले छे; **गार्गेन्टुआने** शारीरिक, बुद्धिविषयक, अने नीतिविषयक शिक्षण आपवानुं शरू करे छे, अने तेनी वृत्ति तथा वर्तननी नवीन घटना बनाववानो निश्चय करे छे.

१३. **शारीरिक केळवणी.** आरोग्यविद्या अने व्यायाम, शरीर-रक्षक स्वच्छता अने बळवर्द्धक कसरत— शारीरिक केळवणीना ए बे मुख्य भाग तरफ रेल्ले सरखुं ध्यान आपे छे. **इरेझमसे** कहेलुं के बेवकूफनी माफक दिवसमां एक करतां वधारे वार म्हो धोवुं नहीं; पण **गार्गेन्टुआ** भोजन पछी ए मुखप्रक्षालन करे छे, अने आंखमां पाणी छांटे छे. रेल्ले प्रथम वैद्य हतो ए हकीकतनुं तेने विस्मरण थतुं नथी; अने शरीरनी संभाळ माटे ते सूक्ष्ममां सूक्ष्म सूचनाओ आपे छे. कुरूप शरीर साथे पण ज्ञाननुं आधान करी शकाय, अने बीभत्स आकृतिमां पण सद्गुणी आत्मानो निवास होई शके, एम ते मानतो न हतो. **गार्गेन्टुआना** पहेला शिक्षकोए कहेलुं, के "चार आंगळी अने एक अंगुठाथी वाळ होळवा बस छे; अने जे कोई बीजी रीते वाळ होळतो होय, धोतो होय, के साफ करतो होय, तेनो काळ आ भवमां निरर्थक जाय छे." पण **पोनोक्रेटीस** पासे आव्या पछी **गार्गेन्टुआ** पोतानी रीतभात सुधारे छे अने **ऊडेमोन** जेवो थवाने यत्न

करे छे. "क्रडेमोनना वाळ एवी स्वच्छताथी होळेला रहेता, ते एवां सुंदर वस्त्रो पहेरतो, अने एवा मनोहर देखावनो तथा सभ्य हतो, के ते मनुष्य जेवो नहीं पण कोइ न्हाना फिरिस्ता जेवो लागतो."

रब्ले व्यायामने, भ्रमणने, अने खुल्ली हवानी प्रवृत्तिने सरखु महत्त्व आपे छे. ते गार्गेन्टुआने अतिवांचनथी नेत्र श्रमित करवा देतो नथी; अने रात्रे बहु वार वांचवानी मना करे छे. स्हवारे पाठ आप्या पछी ते तेने रमत माटे वहार लई जाय छे. पुस्तकनो प्रयास पूर्ण थतां टेनिस अने दडानो प्रयास चाले छे; "अने पहेलां जे जुस्साथी मनने कसरत आपेली, ते जुस्साथी हवे ते तनने कसरत आपे छे." स्हांजे पण पाठ लीधा पछी रात्रिभोजनना समय सुधी गार्गेन्टुआ क्रीडाओमां कालनिर्गमन करे छे. घोडे बेसवुं, कुस्ती करवी, तरवुं, वगेरे बधी बाबतो गार्गेन्टुआ शीखे छे, अने अवयवोने चपल तथा स्नायुओने मजबूत करे छे. मध्यकालना देहदमननुं जाणे वैर वाळवुं होय ते प्रमाणे देहासक्तिनी पराकाष्ठा करतां रेब्ले पाछु वाळी जोतो नथी.

१८. **बुद्धिशिक्षण.**— बधा डाह्या शिक्षकोनी माफक पोनोक्रेटीस पण शिष्यनी इच्छा पोताने अनुकूल करवाने मथे छे. ते थोडा वखत सुधी गार्गेन्टुआने परिचित रस्ते जवा दे छे, अने ज्यारे तेनी भूल समजावी शके त्यारे ज भूल बतावे छे. घणा नवा मास्तरो विद्यार्थीओना बधा पूर्व प्रयत्नोने खोटा कही तेमनामां विरोधवृत्ति उत्पन्न करे छे, तेम ते करतो नथी. ते भूतकालनो एकदम उच्छेद करतो नथी; पण धीमेधीमे पोताना शिष्यना मनमां महाकांक्षा उत्पन्न करे छे. तेने पंडितोना मंडळमां लई जाय छे; अने त्यां तेना मनमां स्वाभाविक रीते ज पंडित थवानी इच्छा स्फुरे छे. पछी गार्गेन्टुआ अभ्यासमां पडे छे, अने स्हवारना चार वागतां उठीने जाणे एक कलाकने पण अवंध्य जवा देवा न इच्छतो होय ते प्रमाणे मथे छे.

. रेब्ले प्राचीन भाषाओने अने तेमां विशेषे करीने ग्रीकने केटलुं महत्त्व आपे छे, ते नीचेना अवतरण परथी मालुम पडशे. गार्गेन्टुआ पोताना पुत्र पेन्टाग्रुएलने पत्र लखे छे:— "जोके मारा स्वर्गवासी पुण्यनाम पिताश्रीए मने राजकीय अने इतर ज्ञान पूर्ण अंशे आपवाने प्रयत्नो कर्या हता, अने जोके मारो श्रम अने अभ्यास तेमनी धारणा करतां आगळ गयो हतो, तोपण ते काल हालना जेवो विद्याप्राप्तिने अनुकूल न हतो; अने त्हने जेवा सारा शिक्षको मळ्या छे तेवा मने मळ्या न हता. ए समय तो अंधकारथी भरेलो-अज्ञाननां वादळांथी आच्छादित हतो; अने वधे स्थळेथी सारुं साहित्य नाश पाम्युं हतुं. पण हाल ईश्वरकृपाथी साहित्य फरी प्रसिद्धिमां आव्युं छे, अने ज्ञान एटलुं वधुं वधी गयुं छे के हुं पोते पहेला धोरणमा विद्यार्थीओनी जोडे भाग्ये ज बेसी शकुं; जो के म्हारी जुवानीमां हुं (योग्य रीते) सर्वोत्कृष्ट पंडित गणातो हतो. हवे तो प्राचीन ज्ञान अने प्राचीन भाषाओनुं पुनरुज्जीवन थयुं छे;—ग्रीक (जे वगर पंडितमां खपवा मागे तेने शरम छे), हीब्रू, खाल्डी, अने लाटिननुं. म्हारा वखतमां जे प्रमाणे शेताननी सूचनाथी तोप शोधायेली छे, ते प्रमाणे ईश्वरनी प्रेरणाथी यथास्थित अने रमणीय मुद्रणनी कला पण शोधायेली छे. आखी दुनिया पंडितो, अने विद्वान् शिक्षको, अने पुस्तकालयोथी भरपूर छे; अने मने लागे छे के प्लेटो, के सिसरो, के पेपिनियनना वखतमां पण अभ्यासनी आटली सगवड नहीं होय. हुं जोउं छुं के हालना चोरो, अने फांसीखोरो, अने रखडुओ पण म्हारा वखतना पंडितो अने उपदेशको करतां वधारे जाणे छे. अरे! स्त्रियो अने छोकरीओ ज्ञानना ईश्वरी प्रसादनी इच्छा करे छे. * * * * मारी इच्छा छे के त्हमारे प्रथम तो भाषाओनुं पूर्ण अध्ययन करवुं; तेमां ग्रीक क्विन्टिलियन सूचवे छे ते प्रमाणे, पछी लाटिन, पछी बाइबल वांचवा सारु हीब्रू, अने साथे साथे खाल्डी, अने आरबी. अने ग्रीकमां प्लेटो, तथा लाटिनमां सिसरोनी रीति ग्रहण करवानो प्रयत्न करवो."

१९. **प्राकृतिक शास्त्रशिक्षण.**— पण रेब्ले जे विशेपथी रेनेसान्सना इतर पंडितोथी जूदो पडे छे ते ए छे, के ते प्राकृतिक शास्त्रोनो पण मोटो हिमायती छे. तेनो अभ्यासक्रम मुख्य अंशे वास्तविक छे. रेनेसान्समां मध्यकालनी सप्तकलाओमांथी व्याकरण, न्याय, अने अलंकारनी त्रिपुटीनुं महत्त्व वधतुं जतुं हतुं; अने अंकगणित, भूमिति, खगोळ तथा संगीतना चतुष्टयनो अभ्यास ओछो थतो हतो. पण गार्गेन्टुआना अभ्यासमां त्रिपुटीनुं नाम सुद्धां आवतुं नथी; ते तो चतुष्टयनुं ज अध्ययन करे छे. पोताना पुत्रने पण ते नीचे प्रमाणे लखे छेः—

"कलाचतुष्टयनो तो तमे पांच छ वर्षना हता, त्यारे ज में संस्कार आप्यो छे; अने खगोलना बधा नियमोनी तमने खबर छे के! फलादेशना शास्त्रने तो अडकता ज नहीं; ए दंभ मात्र छे. कायदानां पांचेय पुस्तको तमने म्होए आवडवां जोइए. * * * * प्राकृतिक ज्ञान माटे तो तमारे एवो अभ्यास करवो के कोइ पण समुद्र, के नदी, के झरणुं तमारुं अजाण्युं रहे नहीं; अने हवानां बधां परंदां, बाग अने जंगलनां बधां झाड, बधी वनस्पति, भूपृष्ठमां रहेली बधी धातुओ, अने पूर्व अने दक्षिणनां बधां रत्नोनी तमने पिछान होवी जोइए.

पछी तमारे ग्रीक, आरवी अने लाटिनमां लखायेला वैद्यकनां पुस्तकोनो अभ्यास करवो; टॅलमड अने केबालानी पण अवगणना करवी नहीं; अने वारंवार पृथक्करण करीने मनुष्य संबंधी पूर्ण ज्ञान मेळववुं. * * * * टूंकामां, तमे ज्ञानना गंभीर अने अगाध गर्त जेवा थजो; कारण के म्होटा थशो, त्यारे अभ्यासनी शांति अने विरामनो तमारे परित्याग करवो पडशे. (एटलुं याद राखवानुं छे के रेब्लेनी अद्भुत कथामां गार्गेन्टुआ अने पेन्टाग्रुएल बन्ने राक्षसो छे; अने तेमनी बधी प्रवृत्तिओ राक्षसी परिमाण उपर छे.)

वळी ए पण ध्यानमां राखवानुं छे के रेब्लेने पोतानो शिष्य प्रकृतिने मात्र समजे तेथी संतोष नथी; प्रकृति पर तेनो प्रेम थाय, अने

प्रकृतिनो ते अनुभव करे एवी तेनी आकांक्षा छे. ते पोताना शिष्यने वनस्थलीओमां अने उपवनोमां जइने वर्जिलनां ज्योर्जिक्स[1] वांचवानी भलामण करे छे. आ तेमज बीजी केटलीएक बाबतोमां ए रूसोनो पुरोगामी छे; अने तेनी माफक माने छे के प्रकृतिनां सुंदर स्वरूपोना अवलोकनथी कल्पना विकासित अने चित्त स्वस्थ थतां आत्मिक आरोग्यमां वृद्धि थाय छे.

गार्गेन्टुआने अभ्यासमांथी प्रसंगोपात्त विराम आपवाने पोनोक्रेटीसे एम ठराव्युं हतुं, के महिनामां एक वार ज्यारे दिवस शांत अने स्वच्छ होय, त्यारे नगरमांथी बहार नीकळी जवुं; अने पासेना कोइ रमणीय स्थलमां जइने त्यां क्रीडा, गान, नृत्य, पक्षीग्रहण, मत्स्यग्रहण, प्रस्तरग्रहण, अने एवाएवा मनोहर खेलोमां काल निर्गमन करवो.

१६. **पदार्थ द्वारा शिक्षण.**— रेब्लेनी अभ्यासयोजनामां विद्यार्थीनुं मन निरंतर चपल रहे छे. भोजनने वखते पण ज्ञाननुं ग्रहण धारण थाय छे. भोज्य पदार्थ उपर, के पाणी, मद्य, पोळी, अने मीठाना गुणो पर, अथवा गार्गेन्टुआनुं ध्यान बीजी जे कंइ वस्तु तरफ आकर्षाय, ते उपर वातचित चाले छे. दरेक दृश्य वस्तु प्रश्न अने उत्तर परंपरानुं साधन थई पडे छे. गार्गेन्टुआ वारंवार क्षेत्रोमां फरवा जाय छे, अने त्यां खुल्ला प्रदेशमां वनस्पतिशास्त्रनो अभ्यास करे छे;— "वनस्थली पर परिक्रमण करे छे, वृक्षो अने छोडोनुं अवलोकन करे छे, प्राचीन पुस्तकोनी अंदरनां वर्णनोनी साथे तेमने सरखावे छे, अने घेर पण कंइकंइ भागो लई आवे छे." गार्गेन्टुआने शीखववुं थोडुं ज पडे छे; रेब्लेनी पद्धति एवी छे के पदार्थोने प्रत्यक्ष राखीने ज्ञातव्यनी सहजोपलब्धि करावी शकाय छे. एवा ज उद्देशथी ते पोताना शिष्यने कारखानांओ, प्रयोगशाळाओ, अने संग्रहस्थानो जोवाने मोकले छे. रेब्ले पोताना शिष्यने सर्व कलामां

---

१. वर्जिलनां वर्णनात्मक काव्यो.

प्रवीण बनाववाने इच्छे छे; अने तेनी व्यवस्था एवी छे के ते प्रसंग आवे तो रूसोना एमेलनी माफक शारीरिक बलनुं काम पण करी शके. वर्षाऋतुमां बहार फरवा न जई शकाय, त्यारे गार्गेन्टुआ लाकडां चीरे छे, अने कापे छे; अथवा खळामां दाणा मसळे छे.

१७. **आकर्षक पद्धतिओ.**— मध्यकालनी अंधपरंपराथी पोताने छेक विषाद थयेलो होवाथी रेब्ले पोताना शिष्यने बधुं ज्ञान रमतां रमतां आपवाने इच्छे छे, "अने गणित सुद्धां गम्मतमां बतावे छे." "संख्याशास्त्रनी हजारो शोधो" गार्गेन्टुआने गंजीफो खेलतां शीखववामां आवे छे. भूमिति अने खगोळमां पण ए ज पद्धतिनी योजना थाय छे; अने ए ज रीते **गार्गेन्टुआ** चित्रकळा, संगीत, प्रतिमाविधान, वगेरे बाबतो शीखे छे.

१८. **नीतिशिक्षण.**— रेब्लेनी वक्रोक्ति अने मजाकनी ख्याति एटली बधी छे, के तेने नीतिशिक्षक कहेतां कोइने विस्मय थाय. पण प्रसंगोपात्त ते गंभीर भावनुं सुद्धां निरूपण करे छे. उदाहरण तरीके—

"**सोलोमन** कहे छे, के 'पापी आत्मामां डहापण पेसतुं नथी; अने नीतिरहित ज्ञानमां आत्मानी पायमाली छे;' तेटला माटे तमे ईश्वरनी सेवा करजो, तेना पर प्रीति राखजो, तेनाथी डरता रहेजो, तेना पर तमारा बधा विचारो अने बधी आशाओनो आधार राखजो. * * * संसारनी भूलोथी सावचेत रहेजो. वैभव पर दिल लगाडता नहीं; ऐहिक जिवन क्षणभंगुर छे, पण धर्म अविनाशी छे. तमारा बधा पडोशीओनुं काम करजो; अने तेमना पर स्नेह राखजो. शिक्षकोने मान आपजो; जेना जेवुं न थवुं होय तेवानी संगतिथी दूर रहेजो; अने ईश्वरी कृपानो सदुपयोग करजो. अने आ प्रमाणे जेटलुं ज्ञान तमने प्राप्त थवुं जोइए, तेटलुं थयुं छे एम तमने लागे, त्यारे मारी पासे आवजो, एटले हुं तमने जोई लइश, अने मृत्यु पहेलां आशीर्वचन आपी लइश."

